साधु मुक्तादासजी
गुरु श्रीसुखानंदजी परमहंस

२००१ प.पृ. ४८



શ્રી

# નમુના અંક ૫

## (નિયમની કલમ ૪૩ ઘ)

## શ્રીમંત સરકાર ગાયકવાડ વિદ્યમાન વડોદરા શહેર વિભાગ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧ની રૂબરૂ

## ભાગ ૧ લો.

૧. આરોપીનું નામ શાંતીદાસ સુખાનંદજી–૨૨–સાધુ–દેવસેવા–વડોદરા.

૨. કોના તરફથી આરોપી આવ્યો:—આ. નવાપુરા ડી. ફોજદાર.

૩. જે લખાણથી આવ્યો તેનો અંક: ૧૩૯૮: ૪૭–૪૮.

૪. આરોપી આવ્યાના વખત:—૧૫–૨૦ કલાકે.

૫. કબુલત લખી લેવા કયારે શરૂઆત કરી ? ૧૬–૩૦ કલાકે.

૬. તમોને પોલીસે કયારે પકડયા:—તારીખ ૮–૬–૪૮ ના રોજ ૧૪–૩૦ વાગે.

૭. પોલીસે તમોને કયા ગામે પકડયા:—વડોદરામાં સત કૈવલ મંદિરમાં.

૮. પોલીસે પકડયા પછી તમો કોના તાબામાં છો ? હાલ આપના તાબામાં.

૯ પોલીસે તમોને પકડયા પછી શી હકીકત બની છે ? ગુન્હા સંબંધી પુછપરછ કરી.

૧૦. તમોને કોઈએ માર મારેલો છે કે કેમ ? ના.

૧૧. કબુલત કરાવવા માટે તમોને ઈતર રીતે ત્રાસ કે જુલમ ગુજારવામાં આવેલો કે કેમ ? ના.

૧૨ તમોને દહેશત બતાવવામાં આવી છે કે કેમ ? ના

૧૩. તમોને લાલચ બતાવેલી છે કે કેમ ? ના.

૧૪. અહિંયા કોઈ પોલીસનો માણસ છે કે કેમ ? અને તમોને કોઈની બીક લાગે છે કે કેમ ? ના

૧૫. આરોપીને મારા મુલકી પટાવાલાના તાબામાં મુકવામાં આવ્યો છે. અને ફોજદારને, નાયબ ફોજદારને ન્યાયાધીશના મકાન બહાર જવા હુકમ કરવામાં આવ્યો છે. આરોપીને સાચવવા માટે જરૂરના હોય તેટલા પોલીસના તપાસમાં ભાગ નહિં લીધેલા હથિયારબંધ પોલીસ સિવાય કોર્ટમાં અગર જે જગ્યાએથી ચાલતું કામ જોઈ શકાય અગર સાંભળી શકાય તે જગ્યાએ કોઈ પોલીસ અમલદાર નથી એવી ખાત્રી મેં કરી લીધી છે.

૧૬. મેં આરોપીને સમજણ પાડી છે કે કબુલત જવાબ આપવાની (ક) તેની ફરજ નથી. (ખ) તે બંધાયેલો નથી અને (ગ) તે જે કબુલત જવાબ આપશે તેની વિરૂદ્ધ પુરાવા તરીકે વાપરવાને પાત્ર થશે.

૧૭. કબુલત જવાબ આપવા આરોપીના સંબંધમાં, (ક) દહેશત (ખ) લાલચ (ગ) જુલમ (ઘ) મારહાણ વિગેરે કોઈપણ પ્રકાર બનેલો નથી અને સહરહુ સમસ રાજીખુશીથી કબુલત કરવા તૈયાર છે એવી મેં ખાત્રી કરી છે.

૧૮. આરોપીઓને તપાસતાં તેની તપાસનું પરીણામ નીચે પ્રમાણે છે.
મારહાણ કરેલાનું જણાતું નથી.

: સ : ર૦ ના વાડગે

વ. શે. વી. ફોજદારી ન્યાયાધીશ.

# ભાગ ૨ જો

૧૯. ભાગ ૧ માં જણાવ્યા પ્રમાણે નિર્દિષ્ટ કરેલી તમામ બાબતો વિષે તપાસ કર્યા પછી પ્રશ્ન અને જવાબના સ્વરૂપમાં લખી લીધેલો જવાબઃ-સવાલઃ-તમને જે કંઇ કહેવું હોય તે રાજી ખુશીથી કહો ?

જવાબઃ—હરગોવનદાસ, હું શાન્તીદાસ તથા સુંદરદાસ ત્રણેએ મળીને આ ખુન અમે કરેલો છે. અમો રાતના સુઇ ગયા પછી હરગોવનદાસે મને તથા સુંદરદાસને જગાડયા. હરગોવનદાસે હાથમાં પરાઇ લીધી, મને કુહાડી આપી અને સુંદરદાસને દોરડું આપ્યું. રાતના બેથી ત્રણ વાગ્યાના સુમારે અમો ત્રણ જણ મહારાજશ્રી અગાસીમાં ખાટલામાં સુતા હતા ત્યાં ગયા અને પહેલી પરાઈ હરગોવનદાસે માથામાં મારી એટલે માથું ફુટી ગયું, બીજી પરાઈ તેણેજ મારી એટલે માથાના બે ભાગ થઈ ગયા પછી સુંદરદાસના હાથમાંથી હરગોવનદાસે દોરડું લઈ ગળામાં ફાંસો નાખ્યો, અને મને તથા સુંદરદાસને બંને છેડા આપ્યા એટલે ફાંસો બરાબર બેસી ગયો, પછી હરગોવનદાસ હાથ પગ વાળવા મંડયો અને અંદરના રૂમમાંથી કોથળો લાવી અમે ત્રણે જણાએ તેમને કોથળામાં ભર્યા પછી અગાસીના સામે ઓરડો છે ત્યાં મૂકી દીધા. પથારી ખાટલો ગોદડું અંદર મૂકી દઇ તાળુ વાસી દીધું પછી અમોએ લોહીના છાંટા ઉડેલા તે સાફ કરી નાખ્યા. પછી અમે ત્રણે જણા નીચે આવ્યા પછી હું એક રૂમમાં સંતાઇ ગયો. તેનું કારણ મને હરગોવનદાસે અને સુંદરદાસે સંતાઈ જવા કહેલું. પછી બહારથી તેઓએ તાળુ વાસી દીધું. પછી બીજે દિવસે સાંજના ત્રણ ચાર વાગે હું બહાર નીકળ્યો એટલે અમારે ત્યાં બાઈ કાશી કે જે વાસણ માંજવા આવે છે તેણીયે મને જોઇ લીધું. તેણીયે મને પુછ્યું કે મહારાજશ્રી મુંબાઈ ગયા છે અને તમે અહિં ક્યાંથી ? એટલે મેં કંઇ જવાબ આપ્યો નહિં, અને હું તરતજ ઓરડીમાં જતો રહ્યો. બાઈ કાશીએ હરગોવનદાસને પૂછ્યું કે મહારાજશ્રી સાથે શાંતિદાસ મુંબાઇ ગયા હતા અને અહિં ક્યાંથી ? એટલે હરગોવનદાસે જવાબ આપ્યો કે ચાવીઓ લેવા આવ્યા છે પછી હું રાતના બાર વાગે હરગોવનદાસ મને સ્ટેશન ઉપર મુકવા આવ્યા અને હું મુંબાઇ ગયો. ત્યાં હું મારા ભાઇને ત્યાં રહ્યો. એમણે મને પૂછ્યું કે તમે કેમ આવ્યા, એટલે મેં કહ્યું કે હું મુંબાઈ જોવા માટે આવ્યો છું. ત્યારપછી બીજે ત્રીજે દિવસે સુંદરદાસ પણ મુંબઇ આવ્યા. મેં એમને પૂછ્યું કે મંદિરમાં લાશની વ્યવસ્થા શું કરી. ત્યારે એમણે જવાબ આપ્યો કે લાશને ત્રીજે માળ લઇ જઇ એક લોખંડની પીપમાં ભરી અંદર રેતી નાખી ઉપર પલાસ્તર કરી ઉપર કોલસા ભરી દીધા. આવું તેમણે મને કહ્યું. પછી શાશોદરા ગામેથી (રાજપીપળા સ્ટેટ) સીતા તથા ગંગા દવા કરાવવા માટે આવેલા. એમણે સુંદરદાસ અને હરગોવનદાસને પૂછ્યું કે મહારાજશ્રીએ અમને કાગળ લખેલો કે તમે દવા કરાવવા આવજો અને અમારા આવતા પહેલાં મહારાજ કેમ ગયા ? એટલે સુંદરદાસ તથા હરગોવીંદદાસે કહ્યું કે મહારાજ શાંતિદાસને લઇને રાતના ચાલી ગયા પછી સુંદરદાસે મને મુંબાઇ આવી આવો પત્ર લખાવ્યો કે "અમે રાજીખુશીથી મુંબાઇ પહોંચી ગયા છીએ. તારીખ ૮ ના રોજ છે. આઇ પી રેલ્વેમાર્ગે અલ્હાબાદ જવાના છીએ." પછી સુંદરદાસ તરતજ વડોદરા આવ્યા. મુંબઇથી હું ચાર પાંચ દિવસ રહી અલ્હાબાદ નીરંજની અખાડામાં ગયો અને ત્યાંથી માંડા સ્ટેટમાં ગયો ત્યાં નીરંજની અખાડામાં જઇને હું રહ્યો ત્યાર પછી હું ત્યાં આઠ દશ દિવસ રહ્યો એટલે સુંદરદાસ અલ્હાબાદ થઈ માંડા સ્ટેટમાં જમાતમાં આવ્યા મેં એમને પૂછ્યું તમોએ લાશની વ્યવસ્થા શું કરી એટલે મને કહ્યું કે હરગોવનદાસે મંદિરના કોઠારમાં ખાડો ખોદીને અમો બંને જણા મળી દાટી દીધી છે અને ઉપર પથરા બેસાડી દીધા છે. પછી સુંદરદાસે મને કહ્યું કે શાશોદરાથી માધવ તથા સીતા બંને લગ્ન માટે આવેલા છે. એમણે પૂછ્યું મહારાજશ્રી હાલમાં ક્યાં છે ? ત્યારે અમે કહ્યું કે એમનો કંઇ કાગળપત્ર નથી, પછી મારી પાસે આવો કાગળ લખાવ્યો કે "મહારાજશ્રી અલ્હાબાદ પહોંચી ગયા છે અને આઠ દિવસથી તાવ આવે છે અને તેમની સ્થીતી ઘણી ગંભિર છે, હું તથા મહારાજ બનતા સુધી બનશે તો જલદી આવીશું." આવો કાગળ સુંદરદાસે મારી પાસે લખાવ્યો, પછી અમો બંને મુંબાઈ આવ્યા. એટલે સુંદરદાસે કહ્યું કે તારીખ ૨-૫-૪૮ ના રોજ મહારાજશ્રી અલ્હાબાદમાં ગુજરી ગયા છે એવો કાગળ લખો એટલે અમે લખ્યો અને તે કાગળ બોરીવલીથી રવાના કર્યો પછી બીજે દિવસે

અમો બંને જણા વડોદરા આવ્યા–તેણે મને ગાર્ડન લોજમાં સુવાડયો કારણ આપણે બંને સાથે આવેલા છીએ એવું માલમ પડે નહિં. સુંદરદાસ રાતના મંદિરે ગયા અને હું ગાર્ડન લોજમાં સુઈ રહ્યો. પછી સવારના ૮ વાગે હું મંદિરે ગયો. એટલે બધા ભાહુતોએ મને પૂછ્યું કે મહારાજની હકીકત શું છે. એટલે મેં જવાબ આપ્યો કે મહારાજશ્રીને આઠ દિવસ તાવ આવ્યો ત્યારપછી ત્રીજે દિવસે લકવો થઈ ત્રણ દિવસ લકવો રહી મરી ગયા છે અને એમની ક્રિયા હું જાતે કરીને આવ્યો છું. પછી મંદિરના સંતસેવકો તથા હરીભક્તોને કાગળ લખ્યા. ઉમરાના મહંત શાંતિદાસજી તથા અમદાવાદના મહંત મોહનદાસજીને તાર કરીને બોલાવ્યા એટલે એ આવ્યા. મને પૂછ્યું કે મહારાજશ્રી કેવી રીતે મરણ પામ્યા? મેં ઉપર લખેલો જવાબ આપ્યો. પછી હરગોવનદાસ તથા સુંદરદાસે મને પૂછ્યું કે આપણે સારસાના મંદિરના મહંતને કાગળ લખીને બોલાવો એટલે મેં પંચ આગેવાનોને કહ્યું કે મહારાજશ્રીની તથા તેમની અદાવત ચાલતી હતી અને મહારાજશ્રી નથી એટલે શીતળદાસજી હવે બોલાવાથી આવશે એટલે પંચોએ કાગળ લખ્યો. ત્યારપછી એમનો કંઈ જવાબ આવ્યો નહિં એટલે અમોએ વડોદરાથી બે માણસ તેમને તેડવા મોકલ્યા; ત્યારે અમને જવાબ આપ્યો કે હું સવારની ગાડીમાં આવીશ અને માણસ સ્ટેશન ઉપર મોકલો, પછી માણસો ગયા પરંતુ તે આવ્યા નહિં. પછી અમોએ મહારાજશ્રીની ક્રિયા વિગેરે કરી અને મને મંદિરના મહંત તરીકે ચાદર ઓઢાડી. પછી બધુ માણસ વેરાઈ ગયા પછી બે ત્રણ દિવસ બાદ અમોને મંદિરના પંચો શાંતિદાસજી તથા મોહનદાસજીએ પૂછ્યું કે તમો ત્યાંથી મહારાજનો મરણનો દાખલો લાવ્યો છો કે કેમ? ત્યારે મેં જવાબ આપ્યો કે ત્યાંના સાધુને મેં નોંધાવા કહેલું અને તેણે નોંધાવ્યું હશે, પછી દાખલો અલ્હાબાદ જઈ લઈ આવીશું એમ કહ્યું ત્યારપછી હું તથા સુંદરદાસ અલ્હાબાદ ગયા અને ત્યાંના માંડા જમાતમાં ગયા. ત્યાં જઈ ત્યાંના મહંત મોતી ભારતીજીને કહ્યું કે વડોદરાના સુખાનંદજી મહારાજને અમો ત્રણ જણાયે મારી નાખ્યા છે અને અમને તેમના મરણના દાખલાની જરૂર છે એટલે આપ સુધરાઈ વીગેરે ઠેકાણે જઈ જાહેર કરો કે સુખાનંદજી મહારાજ તથા શાંતિદાસજી બંને જણ મેળા ઉપર હાજર હતા અને સુખાનંદજી મહારાજ મરણ પામેલા છે એટલે દાખલો આપો. પરંતુ તેમણે ના પાડી. પછી સુંદરદાસે તેમને પંચાયતનામું લખી આપ્યું એટલે તેમને હિંદીમાં લખી આપ્યું એ લઈ અમો અલ્હાબાદ આવ્યા અને ત્યાંથી રજીસ્ટર કરી વડોદરા મોકલી આપ્યું. પછી અમો બંને જણ વડોદરા આવ્યા ત્યારપછી ગોરધનદાસ તથા શાંતિદાસજી અમારી પાસે આવ્યા અને દાખલો માગ્યો એટલે અમોએ બતાવ્યો નહિં. પછી ગોરધનદાસે અમને કહ્યું કે તમો દાખલો નહિં બતાવો તો હું અલ્હાબાદ તપાસ કરી આવીશ ત્યારપછી તેમણે તપાસ કરી પરંતુ કંઈ મળી આવ્યું નહિં એટલે તેમણે અમારી ઉપર ફરીયાદ કરી એટલે અમોને પોલીસે પકડયા.

હરગોવનદાસ ૧૦ વરસથી સારસાના મંદિરમાં રહેતો હતો ત્યાં એનું નામ જેઠો ભગત હતું. તે ખાનગી પોલીસના ડ્રેસમાં ત્યાં રહેતો ૮–૧૦ મહીનાથી વડોદરા આવ્યો અને મંદિરમાં રહ્યો પછી બે ત્રણ મહિના ઉપર મને તથા સુંદરદાસને એક ઓરડામાં બેસી વાત કરી કે શીતળદાસજીએ મને રૂા. ૬૦૦ લઈને મને સુખાનંદજી મહારાજને મારવા માટે મોકલ્યો છે, અને બાકીના વધારે પૈસાની જરૂર પડે તો શીતળદાસજીએ આપવાનું કહ્યું છે. પછી મેં તથા સુંદરદાસે તેને કહ્યું કે તારે શા માટે મારવા જોઈએ ત્યારે તેણે એમ કહ્યું કે મંદિરના બે તડ પડેલા છે તે એક થઈ જશે અને આ બધી મીલકત મહારાજ વેડફી નાખે છે અને ટ્રસ્ટીઓ આ બધી મીલકત ખઈ જશે અને તને અહિંથી કાઢી મૂકશે તો તું શું કરીશ. પછી મેં તથા સુંદરદાસે મારવા સંબંધી હા પાડી અને જો આપણું મંદિર શીતળદાસજી સાથે જોડાઈ જશે તો આપણો એક મોટો આધાર રહેશે અને આપણે બધા એક થઈ રહીશું અને કોરટમાં લડવા માટે જેટલા પૈસા જોઈશે તેટલા શીતળદાસજી આપશે એટલે મેં હા પાડી.

અમરતલાલ તથા બાંવણીના સોમાભાઈને સુંદરદાસે વાત કરી કે મહારાજશ્રીને મારી નાખી અમો કારમાં દાટેલા છે તે વાત અમારી ઉપર ફરિયાદ કરનારા ગોરધનદાસને આ લોકોએ કરી એટલે ગોરધનદાસે

પોલીસને ખબર આપી અને પોલીસ તપાસમાં લાશ મળી આવી તે પંચો રૂબરૂ પંચ ક્યાસ કરેલો છે.

રૂબરૂ

તારીખ ૨૨ માહે જુન સને ૧૯૪૮ : સ : ર. ધાડગે.

: સ : સાધુ શાંતીદાસ ગુરૂ સુખાનંદજી સહી દા. પોતે

૨૦. કબુલત જવાબ કબુલાત કરનાર સખસે કહ્યા પ્રમાણે લખી લેવામાં આવ્યો છે તેના ઉપર તે સખ્સની સહી લીધી છે તે જવાબ તે સખસને વાંચી બતાવવામાં આવ્યો છે તે ખરો છે એવો તેણે અંગીકાર કર્યો છે અને તેણે કહેલા મજકુરનો પૂરેપુરો તથા ખરો હેવાલ તેમાં છે.

: સ : અસ્પષ્ટ

વ. શે.વી. ફોજદારી ન્યાયા. વર્ગ ૧

૨૧. આરોપીની કબુલત લખી લીધા પછી તેની શી વ્યવસ્થા કરી તે વિષે શેરો:–રવાના રા. રા. વડોદરા શહેર મુખ્ય ફોજદારી ન્યા. વર્ગ ૧ સા. તરફ

તારીખ ૨૨ માહે જુન ૧૯૪૮ : સ : અસ્પષ્ટ

વડોદરા શહેર વિભાગ

ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧.



શ્રી

# નમુનો અંક ૫

## ( નિયમની કલમ ૪૩ વ )

### શ્રીમંત સરકાર ગાયકવાડ વિદ્યમાન વડોદરા શહેર વિભાગ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ ની રૂબરૂ

### ભાગ ૧ લો

૧ આરોપીનું નામ સુંદરદાસ. બાપનું નામ ગુરૂ સુખાનંદજી. ઉમર ૪૦ અટક સાધુ ધંધો દેવ સેવા રહેવાશી વડોદરા=૨, કોના તરફથી આરોપી આવ્યો:-નવાપુરા ડી. ફોજદાર, ૩. જે લખાણથી આવ્યો તેનો અંક:-૧૩૯૯-૪૭-૪૮, ૪. આરોપી આવ્યાનો વખત:-સવારના ૭-૧૫ કલાકે, ૫ કબુલાત લખી લેવા કયારે શરૂઆત કરી:-૮-૩૦ કલાકે, ૬. તમોને પોલીસે કયારે પકડયા:—૮-૬-૪૮ ના રોજ ૧૪-૩૦ કલાકે, ૭. પોલીસે તમોને કયા ગામે પકડયા:—વડોદરા, ૮ પોલીસે પકડયા પછી તમો કોના તાબામાં છો, ૯ પોલીસે તમોને પકડયા પછી શી હકીકત બની છે? તપાસ કરી, ૧૦. તમોને કોઇએ માર મારેલો છે કે કેમ? ના, ૧૧. કબુલાત કરાવવા માટે તમોને ઇતર રીતે ત્રાસ કે જુલમ ગુજારવામાં આવેલો કે કેમ? ન, ૧૨. તમોને દહેશત બતાવવામાં આવી છે કે કેમ, ના, ૧૩ તમોને લાલચ બતાવેલી છે કે કેમ? ના, ૧૪. અહીંયાં કોઇ પોલીસનો માણસ છે કે કેમ? અને તમોને કોઇની બીક લાગે છે કે કેમ? ના ૧૫. આરોપીને મારા મુલકી પટાવાલાના તાબામાં મુકવામાં આવ્યો છે. અને ફોજદારને; નાયબફોજદારને ન્યાયાધીશીના મકાન બહાર જવા હુકમ કરવામાં આવ્યો છે. આરોપીને સાચવવાને માટે જરૂરના હોય તેટલા પોલીસના તપાસમાં ભાગ નહિ લીધેલા હથીયારબંધ પોલીસ સીવાય કોર્ટમાં અગર જે જગ્યાએથી ચાલતું કામ જોઈ શકાય અગર સાંભળી શકાય તે જગ્યાએ કોઇ પોલીસ અમલદાર નથી એવી ખાત્રી મેં કરી લીધી છે. ૧૬ મેં આરોપીને સમજણ પાડી છે કે કબુલાત જવાબ આપવાની (ક) તેની ફરજ નથી. (ખ) તે બંધાયેલો નથી (ગ) તે જે કબુલાત જવાબ આપશે તેની વિરૂદ્ધ પુરાવા તરીકે વાપરવાને પ્રાપ્ત થશે. ૧૭ કબુલાત જવાબ આપવા આરોપીના સંબંધમાં (ક) દહેશત (ખ) લાલચ (ગ) મારહાણ (ઘ) જુલમ વીગેરે કોઇપણ પ્રકાર બનેલા નથી અને સદરહુ સખશ રાજીખુશીથી કબુલાત કરવા તૈયાર છે એવી મેં ખાત્રી કરી છે. ૧૮. આરોપીને તપાસતાં તેની તપાસનું પરિણામ નીચે પ્રમાણે છે. મારહાણ કરેલાનું જણાતું નથી. સ.

વ. શે વી. ફોજદારી ન્યા. વર્ગ ૧. ભા. ૨ જો. ૧૯. ભાગ ૧ માં જણાવ્યા પ્રમાણે નિર્દિષ્ટ અસ્પષ્ટ દૃષ્ટિ કરેલી તમામ બાબતો વિષે તપાસ કર્યા પછી પ્રશ્ન અને જવાબના સ્વરૂપમાં લખી લીધેલા જવાબ. સવાલ:-તમને જે કંઇ કહેવું હોય તે રાજીખુશીથી કહો. જવાબ:—મેં જે ગુન્હો કર્યો છે તે ગુન્હાની પુરેપુરી અને સાચેસાચી હકીકત હું લખાવું છું. હું તથા સાધુ શાન્તીદાસ તથા સાધુ હરગોવનદાસ અમે ત્રણે જણાએ અમારા ગુરૂ સુખાનંદજીને મારી નાખેલા છે તે તા ૨૯-૩-૪૮ ના રોજ રાત્રે હરગોવન સાધુએ ઉઠીને અમને બંનેને જગાડયા અને હરગોવનદાસે પરાઇ લીધી, શાંતિદાસે કુહાડી લીધી. અને મેં દોરડું લીધું. અમે ત્રણે જણ રાતના બાર વાગ્યા પછી દાદરે થઇ ઉપર ગયા ત્યાં મહારાજ પલંગમાં સુતા હતા. હરગોવનદાસે મહારાજના માથામાં જોરથી બે પરાઇઓ મારી માથું ફોડી નાખ્યું પછી મારી પાસેથી દોરડું લઇને હરગોવનદાસે મહારાજના ગળામાં તાણીને ફાંસો નાખ્યો અને એક છેડો મને આપ્યો તે મેં ઝાલી રાખ્યો. બીજો છેડો શાંતિદાસે ઝાલી રાખ્યો. પછીથી હરગોવનદાસે કોથળો લાવીને મહારાજની લાશ કોથળામાં ભરી અને તે પાસેની મહારાજની ઓરીસમાં મુકી દીધી અને ઓરીસ બંધ કરી તાળું મારી દીધું. પછીથી પથ્થર ઉપર પડેલું લોહી સાફ કરી નાખ્યું અને પથારી હરગોવનદાસે તોડી ફોડીને બહાર ફેંકી દીધેલી છે અને હરગોવનદાસે ખાટલો સાફ કરીને ત્રીજે

માળ મુકયો હતો. તે મેં પંચો સમક્ષ પોલીસને રજુ કર્યો છે. મેં તથા હરગોવનદાસે શાંતીદાસને નીચેની રૂમમાં સંતાઈ રહેવા કહ્યું એટલે તે સંતાઇ ગયા. બહાર નહિ નીકળવા કહ્યું હતું અને અમે સવારમાં મહારાજ અને શાંતીદાસ મુંબઇ ગયા છે એવી વાત કરીશું. સવાર થતાં અમારા મંદીરની મજુરણ બાઇ કાશી મંદીરમાં સાફસુફ કરીને ઉપર પુંજો વાળવા ગઇ અને એકદમ ત્યાંથી પાછી આવી અને મને કહ્યું કે ઉપરતો લોહીના છાંટા પડેલા છે ત્યારે મેં તેને કહ્યું કે તારે શું પંચાત, મહારાજ મુંબઇ બહારગામ ગયા છે. એટલે ઉપરનો પુંજો તારવાનો નથી. તું તારી મેતે ચાલીજા. બપોરે પછી ૪ થી ૫ ના ગાળામાં હું બજારમાં કામને અંગે ગયેલો હતો તે પાછો આવતાં અમારા મંદીર પાસે નાળુ છે તે નાળા ઉપર બાઇ કાશી મલી તેણે મને કહ્યું કે, મહારાજ અને શાંતીદાસ મુંબઈ ગયેલા છે એમ કહેતા હતા અને મેં તો શાંતીદાસને મંદીરમાં જોયા ત્યારે મેં તેને કહ્યું કે મહારાજને ખલાસ કરી નાખ્યા છે તું કોઇને કહીશ નહી. તેજ દીવસે સાંજે આસોજ ગામના ઝવેર ભગત મંદિરમાં આવ્યા અને પુછ્યું કે મહારાજ કયાં ગયા ? મેં તેમને કહ્યું કે મહારાજ અને શાંતીદાસ મુંબઇ ગયા. ત્યારે તેમણે કહ્યું કે આખર તારીખ પછી જવાના હતા અને આજે કેમ ગયા ? ત્યારે મેં કહ્યું કે મને શી ખબર. તેજ રાત્રે શાંતીદાસને રાતની ગાડીમાં મુંબઈ મોકલી દીધા. તેમને મુકવા હરગોવન સાધુ સ્ટેશન ઉપર ગયા હતા; ઝવેર ભગત આવ્યા એટલે મહારાજની લાશ ત્યાંને ત્યાંજ રહી. ઝવેર ભગત સવારે બીજે દીવસે મંદીરમાંથી ચાલ્યા ગયા એટલે હું અને હરગોવનદાસ પીપ ખાલી કરીને ત્રીજે માળે મુકયું અને તે પીપમાં મહારાજની લાશ હરગોવને તથા મેં મલીને નાખી અને રેતી ભરી દીધી, ત્યાર પછી શીશોદરેથી બાઈ સીતા અને ગંગા બન્ને જણા ગંગાની દવા કરવા માટે મંદીરે આવ્યા. તેઓ ત્રણ ચાર દીવસ રહ્યા અને પાછા ગયા. બાઇ સીતા તથા ગંગાએ મને પુછ્યું કે મહારાજ કયાં ગયા છે. મેં જવાબ આપ્યો: કે મુંબઇ ગયા છે. શાંતીદાસને મલવા માટે હું મુંબઇ ગયો અને ત્યાં તેમને મલ્યો અને લાશ પીપમાં નાખ્યાની હકીકત કહી તથા ગંગા અને સીતા દવા માટે આવેલા અને મહારાજ સંબંધે પુછતા હોવાનું કહ્યું. પછી મેં શાંતીદાસને કહ્યું કે એવો એક કાગળ લખો કે, મહારાજ અને હું મુંબઇથી જી. આઇ. પી. માર્ગે તા. ૮-૪-૪૮ એ અલ્હાબાદ તરફ જવાના છીએ, અને તે પ્રમાણે કાગળ લખ્યો તે કાગળ પોલીસ તરફ આપેલો છે. પછી હું મુંબઇથી પાછો આવ્યો ત્યારે માધવ અને સીતા તેજ દીવસે સાંજની ગાડીએ આવ્યા. મેં તેમને પુછ્યું કે કેમ આવ્યા ત્યારે તેમણે કહ્યું કે રવીવારે માધવનું નાતરૂં કરવાનું છે એટલે અમો આવ્યા છીએ. રવીવારે નાત્રું કર્યા પછી બીજે દીવસે તેમને ઘેર પાછા શીશોદરા ગયા. ગયા પછી તેજ દીવસે માધવનો હાથ ભાંગી ગયો તેની દવા કરવા માટે માધવ પાછો વડોદરે આવ્યો અને તે આશરે ૧૨ થી ૧૩ દીવસ રહ્યો ત્યાં સુધી હું મંદીરેજ રહ્યો પછી હરગોવને મને કહ્યું કે શાંતીદાસની તપાસ કરવા માટે અલ્હાબાદ જાવ કારણકે માધવ મહારાજ સબંધે પુછે છે એટલે તમો જઇને શાંતીદાસને કહો કે મહારાજની તબીયત નરમ છે એવો અને આઠ દીવસ પછી આરામ થશે તો આવીશું એમ લખાવો. તે પ્રમાણે તેણે અલ્હાબાદ જઇને શાંતીદાસ પાસે કાગળ લખાવ્યો. પછી અમો બન્ને જણ અલ્હાબાદથી મુંબઇ આવ્યા. કાગળ મેં પોલીસને રજુ કરેલો છે. શાંતીદાસ મુંબઇ રહયા અને હું વડોદરા આવ્યો, મેં શાંતીદાસને કહેલું કે મહારાજશ્રી તા. ૨-૫-૪૮ ના રોજ ગુજરી ગયા છે એવો કાગળ નાખજે પરંતુ આવો કાગળ અઠવાડિયા સુધી આવ્યો નહિ એટલે હું પાછો મુંબઇ ગયો અને મરણનો કાગળ લખેલો હતો તે પોષ્ટમાં નંખાવ્યો. પછી અમો બન્ને જણા વડોદરે આવ્યા મેં શાંતિદાસને સ્ટેશન ઉપરની ગાર્ડન લોજમાં રાત્રે રહેવાનું કહ્યું અને હું મંદીરે આવ્યો કારણકે બંને જણા સાથેજ આવેલ નું જણાય નહિ તેથી સવારમાં હરગોવનદાસે શાંતિદાસનો આવેલો કાગળ મને આપ્યો મેં તે વાંચ્યો અને રડવા લાગ્યો પછીથી મેં કોઠારીને કહ્યું કે મહારાજશ્રી ગુજરી ગયેલાનો કાગળ આવ્યો છે કોઠારી મંદીરે આવ્યા અને અમો બધાએ બધાને ખબર કરી. શાંતીદાસ પણ મંદિરમાં આવેલા પછી કોઠારી પાસે અમદાવાદના મહારાજશ્રી મોહનદાસને તથા ઉમરાના મહંતને તારો કર્યા. તેઓ તેજ દીવસે સાંજે આવ્યા અને મહારાજના મરણ સંબંધે શાંતિદાસને પુછપરછ કરી ત્યારે શાંતિદાસે જણાવ્યું કે મહારાજશ્રીની તબીયત આઠએક દિવસ નરમ રહી અને લકવા જેવું થવાથી મરણ થયું, અમે પંચ આગેવાનો સમક્ષ બધાને

કાગળો દ્વારા ખબર કરી. મેં અને હરગોવને શાંતિદાસ સાથે મલીને સારસાના મંદિરના અને આપણા મહારાજને તડ પડેલા છે તે જો આ વખતે ભેગા થાય માટે તમો પંચોને કહો કે સારસે કાગળ લખે અને તેમને બોલાવે પરંતુ તે આવ્યા નહિ તેથી તેમને તેડવા માટે બે જણને સારસે મોકલ્યા તે માણસોએ મહારાજ કાલે આવશે એમ કહ્યું પછી અમે ગાડીએ બંદોબસ્ત કર્યો પરંતુ કોઇ આવ્યું નહિ. પછી બહારના આવેલા સાધુઓ તથા હરિભકતો સમક્ષ અમે ધર્મક્રિયા કરી અને શાંતિદાસને ચાદર ઓઢાડી મહંત બનાવ્યા પછી આવેલા લોકો પોતપોતાને ઘેર ગયા, ટ્રસ્ટીઓએ અમોને કહ્યું કે મરણનો દાખલો લાવો એટલે મેં બદલો થાય શાંતીદાસ તથા હું તે માટે અલ્હાબાદ ગયા, અલ્હાબાદથી માંડા સ્ટેટમાં ગયા ત્યાં જઇને મહંત મોતી ભારતીજીને મળ્યા અને કહ્યું કે અમારે મરણનો દાખલો જોઇએ છે મેં તથા શાંતીદાસે મોતીભારતીજીને સત્ય હકીકત કહી એટલે તેમણે કહ્યું કે દાખલો ના મળે એટલે તેમણે પંચાયતનામું કરી આપ્યું તે પંચાયતનામું અમોએ પોલીસને આપેલું છે, પંચાયતનામું લઇને અમો અલ્હાબાદથી આવ્યા પછી, ૪-૫ દીવસે સુરકુવાના મહારાજ ગોરધનદાસ તથા ઉમરના મહારાજ શાંતીદાસ બન્ને જણાએ અમારી પાસે દાખલો માગ્યો પરંતુ પંચાયતનામું હોવાના કારણે તે આપ્યું નહી, ત્યાર પછી પાંચથી સાત દીવસે બાંધણીના સોમાભાઇ બકોરભાઇને મેં સાચે સાચી અને પુરેપુરી મહારાજની મરણ હકીકત કહી ત્યાર પછી તે લોકોએ પોલીસને ખબર આપી અને પોલીસે અમને તારીખ ૮-૬-૪૮ નારોજ પકડયા, હું સારસાના મહારાજની જમાતમાં બે ત્રણ માસ ગયો હતો, તે વખતે હાલમાં અમારા મંદીરમાં હરગોવન સાધુ છે તે સારસાની જમાતમાં પોલીસની નોકરી કરતો હતો તેથી હું તેમને સારીરીતે ઓળખું છું તેનું નામ ત્યાં જેઠા ભગત હતું તે જેઠા ભગત મંદીરમાં આશરે, ૭-૮ માસ ઉપર આવીને સાધુ થયો આવ્યા પછી આશરે માસ દોઢમાસ પછીથી તેણે મને તથા શાંતીદાસને કહ્યું કે મને સારસેથી શીતળદાસ મહારાજે સુખાનંદ મહારાજને મારવાના ખરચ માટે રૂપીયા ૬૦૦) છસો આપ્યા છે. બીજા વધારે જોઇશું તો શીતળદાસ મહારાજ આપશે. હરગોવન સાધુએ અમને કહ્યું કે આપણા મહારાજ નવું વીલ કરે છે અને મીલકત ઉડાવે છે તથા ટ્રસ્ટીઓ ખાઇ જશે માટે આપણે સારસાના મંદીર ભેગા ભરાઇ જઇએ તો આપણે મિલકત સચવાય તેવું કહ્યું, આવી રીતે હરગોવને શાંતીદાસ અને મને બન્નેને સમજાવી મહારાજને મારવામાં અમોએ સંમત થઇને વિચાર કર્યો અને મારવા માટે બે ત્રણ વખત લાગ જોયેલો પરંતુ કંઇ ફાવેલા નહી. લાગ મલતાંજ અમોએ ઉપર પ્રમાણેનું મહારાજનું ખુન કરી નાખ્યું છે, માધવ અને સીતા બેરૂ કરવા આવેલા તે લોકો ગયા બાદ તીજે માળે પીપમાં જે લાશ હતી તે લાશ હરગોવનદાસે કોઠારમાં ખાડો ખોદી રાખેલો હતો તેમાં નાખી દીધી અને ઉપર પથ્થર જડી દીધા તેના ઉપર એક લાકડાનું મોટું ખોખું મુકી દીધું આ વાત મેં શાંતીદાસને અલ્હાબાદમાં કરેલી હતી, પોલીસે મને પકડ્યા પછી મહારાજની લાશ તથા ખાટલો પીપ અને જગ્યા વગેરે બતાવ્યું ખાટલાની પાટી હરગોવનદાસે મુકી દીધી છે તેમને ખબર નથી, અને કોહાડી પણ તેણે જ મુકી હશે હું જાણતો નથી, ચાંગાનો સાધુ ચરણદાસ આ ખુન પોલીસને બતલાવતા પહેલાં મને તે એવું કહેતા હતા કે હું સારસે ગયો ત્યારે સારસાના મહારાજ શીતળદાસ એવું કહેતા હતા કે વડોદરાના સુખાનંદ મહારાજ કુતરાને મોતે મરી ગયો અને બીજા બે બાકી છે આ પ્રમાણે ચરણદાસે મને વાત કરી છે તા. ૨૩ માહે જુન ૧૯૪૮

સઃ-સાધુ સુંદરદાસ ગુરૂ સુખાનંદજી સહી દા. પોતે

રૂબરૂ સઃ-અસ્પષ્ટ

વ. શે. વી. ફો. ન્યા. વર્ગ ૧

૨૦ કબુલત જવાબ કબુલત કરનાર સખસે કહ્યા પ્રમાણે લખી લેવામાં આવ્યો છે તેના ઉપર તે સખસની સહી લીધી છે તે જવાબ તે સખસને વાંચી બતાવવામાં આવ્યો છે તે ખરો છે એવો તેણે અંગીકાર કર્યો છે. અને તેણે કરેલા મજકુરનો પુરેપુરો તથા ખરો હેવાલ તેમાં છે. સઃ અસ્પષ્ટ વ. શે. વી. ફો. ન્યા. વર્ગ ૧

૨૧. આરોપીની કબુલત લખી લીધા પછી તેની શી વ્યવસ્થા કરી. તે વીષે શેરોઃ—રવાના રા. રા. વડોદરા શહેર મુખ્ય ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧ સ. તરફ તારીખ ૨૩ માહે જુન સને ૧૯૪૮ : સઃ અસ્પષ્ટઃ વ. શે. વી. ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧.

## ।। શ્રી ભગવાન કરૂણાસાગર વિજયતે ।।



આ ફોટામાં ચસ્માં તથા માથે પાઘડી બાંધી છે તે સુંદરદાસ તથા જે ધોતી તથા ઉઘાડે માથે છે તે શાન્તીદાસ છે અને તેમની આગળ મુક્તાનંદજી પરમહંસનું મૃત શરીર છે.

साधु मुक्तादासजी
गुरु श्रीमुक्तानंदजी परमहंस